# નજુમી નુસખો.

અથવા

# નસીબની ચારી.

---

પ્રગટ કરનાર—લેહેરી.

મુંબઇ.

કાલબાદેવી રોડ ઉપર આવેલા
લેહેરી પ્રીંટીંગ વર્કસમાં છાપ્યું છે.
સને ૧૯૦૦

# નજુમી નુસખો.

અથવા

# નસીબની યારી.



બગદાદ શહેરમાં એક મોચી રેહતો હતો જેનું નામ કાસમ હતું તથા તેની સ્ત્રીનું નામ ચાંદબી હતું. આ કુટુંબની હાલત જોકે ઘણી મુફલેસ તોપણ બીચારો કાસમ પોતાના ધંધામાં મશગુલ રહી પોતાનું ઘર ચલાવતો હતો તથા પોતાની લાયકાતથી તેને ઓળખાણ પણ ઘણી હતી, પણ ચાંદબી એક ઘણાજ મુરખાઈ ભગેલા વીચારની ઝુજતી ફાંકડી અને શોખીન સ્ત્રી હતી.

હવે આ શહેરની દરબારમાં એક નજુમી (જોતીશ જોનાર) હતો. તેની સ્ત્રીમાં પણ ચાંદબીના જેવીજ ખાશીયતો હતી ફક્ત તફાવત એટલોજ

હતો કે નજુમીની ઓરત સરવે વાતે સુખી હતી અને ચાંદબી બીચારી ગરીબ ભરથારને વશ પડવાથી પોતાના સઘળા શોખો પુરા પાડવાને અશકત હતી, એટલું છતાં તેણીની ખાશીયતે તેણીને ઉસ્કેરી જેથી તેણીએ પોતાના ધણીને સમજાવ્યું કે "જો પેલા નજુમીની ઓરત કેવી સુખી છે અને શોભીતા પોશાકોથી કેવી દીપે છે માટે તું પણ નજુમી થાય તો હું પણ તેણીની બરોબરી કરી શકું તથા તારૂં પણ સઘળું દળદર ફીટી જાય."

કાસમ—અરે હું મોચી તે મોચીજ ! મારાથી નજુમી થવાય, સાથે લાગા પુરા દહાડા પણ ગણતાં આવડતું નથી તો પછી રમલ શી રીતે જોઈ શકું ?

ચાંદબી—એમાં શું મુશકેલી છે ? આસતે આસતે બધુંએ આવડશે, શું આ દુનીયામાં સઘળાઓ શીખીનેજ આવે છે.

કાસમ—"ગરીબ મોચી કયાં અને અમીર નજુમી કયાં એની ? બરોબરી થનાર નથી, માટે આજ હાલતપર સુકરાનાં કરી રહેવામાંજ ખોદા રાજી છે."

પણ બીચારા કાસમનું ચાંદબીની હુજત આગળ કંઇજ ચાલ્યું નહીં અને આખરે તેને બાપીકો ધંધો છોડી દેવાની ફરજ પડી. અને અંતે આપણા કાસમ (મોચી)ને નજુમીનું પદ ધારણ કરવું પડ્યું.

હવે તે વીચારમાં પડયો કે ઘરાકી કેમ વધારવી. વીચાર કરતાં તેને તદબીર સુઝી કે શહેરમાં જઇને જયાં લોકોની આવજાવ વધારે હોય ત્યાં બેશીને પાસા ફેંકયા કરૂં પછી જે બને તે ખરૂં. આટલો વીચાર કરી આપણી વારતાના નાયક નજુમી પાસા ખખડાવતા એક ખુણાની જગોપર આવી બેઠા. આસપાસ લોક ભેગું થયું ને પુછવા લાગ્યું કે, ભાઈ તું કોણ છે. આપણા નજુમીએ બપકામાં જવાબ દીધો કે, "મેં અરબસ્તાનકા નજુમી હું ઓર ઇદર ફીરતે ફીરતે આયા હું." લોકો સમજયાં કે જયારે અરબસ્તાન સુધીથી આવ્યો ત્યારે તો એનામાં સારૂં બંડોલ હશે.

હવે દાખલો એવો બન્યો કે તે શહેરના કોઇ વેપારીને ત્યાંની તીજોરીમાંથી કોઇ દાગીનો ચોરાયો હશે તે ત્યાં આવા લાગ્યો; અને આવી

રીતની વાતચીત સાંભળી કહેવા લાગ્યો કે "હજરત અમારા માલ છે એ ગયા છે એ મલેગા ઔર ઉસકા જો પતા તુમ મીલાવેગા તો તમારૂં નામ રહેગા."

કાસમ બીચારો ગભરાયો કે, હવે શું તદબીર કરૂં? હજારો આદમીઓ વચે હાડકાં ભાંગવાનો સોદો છે; આવા વીચારમાં ને ગભરાટમાંજ બોલ્યો કે "ઔરત, ઔરત! તેંજ સત્યાનાશ વાળ્યું." એમ બોલી મનમાં પોતાની ઓરતને શ્રાપ દીધો; પેલો વેપારી કાંઇ સમજ્યો નહીં અને ત્યાંથી ફરી દરબાર તરફ ચાલ્યો; કે એને દરબારમાં ઘસડીને એના ઢોંગ ધતુરા ઉઘાડા પાડું બીજી ગમ પેલા વેપારીની ઓરત ફરતી ફરતી ત્યાં આવી લાગી હતી તેણી ઉપલા આપણા નજુમીના બોલો સાંભળી ગભરાઇ ગઈ અને આપણા નજુમી હજુર આવી પગે પડી અને બોલી કે, હજરત મારો આ ગુનાહ માફ કરી મારે બદલે કોઇ બીજાનું નામ કહો તો સારૂં કારણકે મારા ધણીની મેંજ ચોરી કીધી છે અને તમે તે ખરેખર પારખી શક્યા છો, માટે હવે મારૂં માથું તમારા પગમાં મુકું છું.

આપણા નજુમીને તો એવુંજ જોઇતું હતું. તોપણ બવાં ચઢાવી બોલ્યા કે "નારે એમ કાંઇ બને કે, મારી નજુમના ઇલમ મુજબ મારે ચાલવુંજ જોઇએ." આથી પેલી ઓરતે કેટલુંક નજરાણું આગલ ધર્યું જેપર નજુમી સાહેબે સુકરગુજારી કરી કહ્યું શીતાબ જા અને તે દાગીનો તારા ધણીના તકીયા તળે મુકી દે. જેવી પેલી ઓરત ગઇ કે દરબારના સીપાઇ સાથ પેલો વેપારી આવી લાગ્યો, તે જોઇ પેલો નજુમી હીમતથી બોલ્યો કે, ભાઇ મારી સચાઇ પર તારે ખાતરી કરવી હોય તો તારા ઘરમાં જા અને બીછાનાપર તકીયા નીચે જો. પેલો વેપારી જઇને જુએ છે તો ખરેખર પેલો દાગીનો તકીયા નીચેથીજ નીકળ્યો. આથી તે ખુશી સાથે પાછો આવી પેલા નજુમીને શાબાશી આપી તેને કાંઇક ઇનામ આપી માફ માગવા લાગ્યો જે તે નજુમી સાહેબે આનાકાનીથી સઘળું રાખ્યુ અને સઘળા જણ છુટા પડયા, તથા આપણા નજુમીએ ઘરમાં આવી જે કાંઇ કમાઇ લાવ્યા તે ચાંદબીના હાથમાં આપ્યુ. તે બોલ્યા કે, આજે તો બચ્યો પણ હવે કોઇ દહાડો એવો ધંધો કરવા મોકલતી નહીં. પણ

તેનું આ બોલવું ફોગટ હતું કેમકે ચાંદબીની હુજત આગળ તેનું કાંઇ ચાલ્યું નહીં અને બીચારાને પેલા પાસા લઇ દરરોજ ઘરમાંથી બહાર નીકળવું પડતું.

એક દહાડાને સમે નજુમી સાહેબ બેઠા હતા ત્યાં એક ઓરત ઘણીજ ઉતાવળમાં આવી પુછવા લાગી કે, સાહેબ મારા ઘરમાંથી મારો કોઇ હાર ચોરી ગયું છે, માટે મહેરબાની કરી જુઓ કે તે કોણે લીધો. આટલું સાંભળતા બીચારો નજુમી પાછો વીચારમાં પડયો પણ કાંઇ તદબીર સુજી નહીં. એટલામાં તેની નજર તે ઓરતના બુરખાનો છેડો જે ભોંયપર રોળાઇને પાસેના એક પાણીના ખાબોચીયામાં ભીંજાતો હતો તેપર પડી. તે ઉપરથી તે બોલ્યો કે "બાઇ તારો બુરખો સંભાલ."

આટલું સાંભળતાંજ પેલી ઓરતને યાદ આવી ગયું કે, હા નજુમી ખરો છે; તે હાર તો મેં મારા બુરખામાંજ વીંટાળી કબાટમાં મુકયો હતો; આ ઉપરથી તે તેનો ઉપકાર માની તથા બક્ષીસ આપી ત્યાંથી ચાલી ગઇ.

આબા રીતે આપણા નજુમી તો ગામમાં વખણાઇ ગયા. સૌ કોઇ કહેવા લાગ્યાં કે આ-

આ બગદાદ શહેરમાં આવો નજુમી મળવો મુશ્કેલ છે. કેમકે કાસમજીની બગદાદના એક છેડાથી બીજા છેડા સુધી વીખ્યાતી થવા લાગી. આ જોઇ ચાંદબી પણ ઘણી હરખાવા લાગી પણ બીચારીને ખબર નહી કે "ઇનસાન ચાહે શું અને ઇશ્વર કરે શું."

આવી રીતે આ કુટુંબ સુખ ચેનથી પોતાનો વખત ગુજારવા લાગ્યું. પણ ચાંદબીનો લોભ હજુર પુરો થયો નહીં. તેથી મીયાંજી એક બે દહાડામાં ઘરમાં બેઠેલા હતા તેમને પાછા ઘરમાંથી બહાર કહાડયા. બીચારા કાસમજી હજુર તો જઇને પુરા બેઠા નહી કે તેમને તો દરબાર તરફનું તેડું આવ્યું કેમકે બગદાદના શહેનશાહની અસરફી ચોરાઇ ગઇ હશે, અને તેનો ચોર મળી ન શકવાથી શહેનશાહને દરબારીઓએ ખબર કીધી કે હાલ આપણા શહેરમાં એક નવો નજુમી આવેલો છે તે ઘણો હુશીયાર છે અને તેજ આ ચોરીનો પતો મેલવી આપશે. આ ઉપરથી પેલા માણસો તેને લેવા આવ્યા હતા. જેમાં એક તો શહેનશાહનો નજુમી હતો. તેણે આપણા નજુમીને ઘણોએ સમજાવ્યો, પણ તે એટલુજ બોલતો

કે ભાઈ તું તો નજુમી છે, અને હું તો કશું એ જાણતો નથી. પણ તેને આખરે જવાની ફરજ પડી. જેવો તે દરબારમાં આવ્યો કે શહેનશાહે તેને માન આપી બેસાડયો અને કહ્યું કે, નજુમી સાહેબ મારા ખજાનામાંથી અસરફીની ચાળીશ પેટીઓ ચોરાઇ છે માટે તેનો પતો મેલવી આપશો તો તમો સુખી થશો નહીં તો તમારૂં સર ધડથી જુદું કરવામાં આવશે.

આ ઉપરથી કાસમ બોલ્યો, "સાહેબ એ ચાળીશ ચોરોનું કામ છે માટે મને જો ચાળીશ દહાડાની મહેતલ આપો તો હું એ ચોરો પકડી આપું.

શહેનશાહે ઉપર મુજબની મહેતલ આપી અને નજુમી ઘરમાં આવી ચાંદબીને કહેવા લાગ્યો કે, હવે કમબખ્તીનો દહાડો નજીક આવ્યો; ચાળીશ દહાડામાં જો શહેનશાહના ચોરો નહીં પકડાશે તો મારો જીવ લીવામાં આવશે. હાલ તો તેને ચાળીશ દહાડાની મુદત છે તે મને પુરા ગણતા પણ આવડતા નથી માટે તું થોડા ખજુર લાવ અને તેમાંથી રોજ હું

એકેક પેશી ખાઇશ અને તેના ઠળીયા એકઠા કરીશ.

હવે બીજી ગમ પેલા ચોરોને ખબર પડી કે શહેનશાહે આપણને પકડવાનું કામ પેલા નવ નજુમીને સોંપ્યું છે. માટે રાતના એના ઘરના છાપરાંપર જઇ એ શું કરે છે તે જોવું. રાત થઇ અને પેલા ચોરો માંહેલો એક ચોર કાસમના છાપરાંપર આવી નળીયાં ખસેડી જોવા લાગ્યો એટલામાં કાસમે ખજુર ખાધો હશે તેના ઠળીયા ચાંદબીબીને થુંકી કહેવા લાગ્યો કે "લે જો આજે એક થયો" પેલો ચોર સમજ્યો કે એ ખરોજ નજુમી એણે મને ઓળખ્યો. હવે પેલો ચોર ત્યાંથી ચાલ્યો ગયો અને જે બન્યું હતું તે પોતાના સાથીઓને કહ્યું, ત્યારે બીજે દહાડે બીજો ચોર પોતાની ખાતરી કરવા આવ્યો અને તેપણ છાપરાપર ભરાઈ બેઠો. હવે આ બાજુ કાસમે બીજા દહાડાની બીજી પેશી ખાઇ તેનો ઠળીઓ થુંકી ચાંદબીબીને કહ્યું કે "લે જો આજે બે તો થયા" પેલા ચોરની પણ ખાતરી થઇ તોપણ સઘળાઓ પોતાની ખાતરી કરવા દરરોજ આવતા હતા, એમ કરતાં ચાલીશમે દહાડે ચાલીશમાં ચોર આવ્યો

ત્યારે પણ કાસમજી નજુમી હલીચો થુંકી બોલ્યા કે "હજો આજે ચાલીશ પુરા થયા! કાલે કમબખ્તી (પોતાની કમબખ્તી થશે બોલ્યો.) પેલો ચાલીશમો ચોર લાગલો ત્યાંથી ઉતરી ગયો અને પોતાના સાથીઓને જઇને કહ્યું કે, આજે તો એમ પણ બોલ્યો કે, કાલે કમબખ્તી માટે આપણી પાસેથી માલ પણ જશે, અને જીવ પણ જશે. તેથી કોઇ તદબીરથી એને સમજાવવો જોઇએ. આવા વીચારમાં તેઓ બામદાદ થવા આગમજ કાસમના ઘર તરફ ચાલ્યા.

જેવા તેઓ તેના ઘર આગળ આવી લાગ્યા તેવાજ તેનાં બારણા ઠોકી કહેવા લાગ્યા કે, નજુમી સાહેબ, નજુમી સાહેબ, બારણાં ઉઘાડો.

કાસમ સમજ્યો કે દરબારના માણસો હશે તેથી ગભરાઇને જવાબ દીધો કે, ભાઇઓ હમણા નહી હમણા તો જાઓ, તમો કોણ છો તે હું સારી રીતે જાણું છુ.

પેલા ચોરો સમજ્યા કે એણે આપણને ઓળખ્યા, તેપરથી તેઓ કરગરી કરગરીને કહેવા લાગ્યા કે, ભાઇ નજુમી તારૂં નજુમ ખરૂં છે. તેં અમારી મતલબ જાણી છે. ત્યારે તો હવે

અમારી ઉપર મહેરબાની કર. હમારો બચાવ કર; અને હજુ પણ બાદશાહની અસરફીઓ અમારી પાસે સહીસલામત છે.

અસરફીનું નામ સાંભળતાંજ કાસમ નજુમી પામી ગયો કે આ તો ચોરો છે. તેથી બપકામાંજ જવાબ દીધો તે હું સારી રીતે જાણું છું. તેમાં તમે મને શું કહેશો; મને તો ક્યારનીએ ખબર પડી ચુકી છે; કે અસરફીઓ તમે લીધી છે અને તે ક્યાં સંતાડી છે તેપણ મને ખબર છે માટે જાઓ અહીં મારે તમારૂં શું કામ છે.

આ પછી ચોરોએ કેટલાક કાલાવાલા કરવાથી બારણું ઉઘાડયું અને તેમને અંદર લીધા અને તેમને કહ્યું કે તમોએ ઘણું ખરાબ કામ કર્યું છે અને હવે તે તમારે ભોગવવુંજ પડશે.

ચોરો—નજુમી સાહેબ કોઈબી રીતે અમોને ઉગારવાનો ઉપાય બતાવો હવે અમારૂં જીવતર તમારેજ હાથ છે. (આમ કહી તેમણે કેટલુંક નજરાણું આપણ્યું નજુમી સાહેબના પગ આગળ ધર્યું.

નજુમી—(મનમાં હરખાઇને) ઠીક છે, પણ તમારે સઘળો ખજાનો તો શહેનશાહને સ્વાધીન કરવો પડશે. માટે હમણાંજ તમો અહીંથી જાઓ અને તે સઘળી અસરફીની પેટીઓ શહેર બહાર નીકળતાં જે એક મોટું વડનું ઝાડ છે, તેની નીચે દાટી આવો.

પેલા ચોરો ત્યાંથી રજા લઇ તુરતજ નીકળી અને નજુમીના ફરમાવ્યા મુજબ સઘળું કરી નાંખી પોતાને મકાને જઇ બેઠા.

પણ હવે આપણે ગમ ચોરોની ખુશાલી છોડી દઇ આપણી તરફ આપણા નજુમીના ઘરની ખુશાલી તરફ નજર ફેરવીએ.

કાસમ જે બીચારો ચાલીસ દહાડા પુરા થવાની ધાસ્તીથી રાતના ઊંઘ ન આવવાથી કંટાલી ગયો હતો તથા પોતાની મોહનની ધાસ્તીને લીધે ગાભરો બની ગયો હતો તે ચોરો તરફથી મળેલું નજરાણું લઇ ચાંદબી પાસે ગયો અને સઘળા હેવાલથી તેને વાકેફ કરી.

આ સાંભળી ચાંદબી ઘણીજ ખુશ થઇ અને મનમાં કહેવા લાગી કે "હવે મારૂં ધારેલું સુખ ભોગવવાનો વખત આવ્યો છે—હવે મારી

સઘળી ઉમેદો પાર પડી છે-આજે દરબારમાં મારા ધણીને મોહુંં ઇનામ મળશે; કે જેથી મારૂં હમેશનું દુઃખ ટળી જશે. હવે બામદાદનો વખત થઇ ગયો છે; તથા સૂર્યની રોશનીથી સઘળે ઠેકાણે ઝગઝગાટ થઈ રહ્યો છે. તથા આપણા નજુમી સાહેબ દરબારના તેડાની વાટ જોતાં બેઠા છે. એટલામાં દરબારના માણસો આવી લાગ્યા. અને તેમાં મોટા સરદારે નજુમી આગળ આવી શહેનશાહનો હુકમ કહી સંભળાવ્યો. તેને નજુમીએ ભપકામાંજ જવાબ દીધો કે, ના હમણા નહી; હું મારા વખતેજ આવીશ. આવો જવાબ સાંભળી પેલા માણસો ચાલતા થયા; પછી નજુમી પોતાનો નાસ્તો ખાઇ દરબાર તરફ ચાલ્યા તથા દરબારમાં આવી શહેનશાહને કુરનસ બજાવી. પોતાને માટે રાખેલી જગોપર બેઠા પછી શહેનશાહે પુછ્યું "કેમ નજુમી સાહેબ, ચોરીનો કાંઇ પતો લાગ્યો છે?"

નજુમી-હા નામવર સાહેબ.

શહેનશાહ-શું પતો લાગ્યા છો?

નજુમી-ચોર અને અસરફી.

શહેનશાહ-તે ક્યાં છે?

નજુમી—એ બેમાંથી એકજ મલશે, માટે અસરફી જોઇએ છીએ ચોર.

શહેનશાહે મનમાં ધાર્યું કે, ચોરો મળવાથી તથા તેમને સજા કરવાથી કાંઇ ગયલી પાછી મળશે નહી; માટે દોલતજ માંગુ વળી ચોરો માંગીશ તો વખતે કોઇ નીરદોશને બતાવશે; તો તે બીચારા નાહકના માર્યા જશે આમ વીચારી તે બોલ્યો કે, અસરફી જોઇએ.

નજુમી—આ શહેરથી થોડે દુર એક જંગલ જ્યાં એક વડનું મોટુ ઝાડ છે, ત્યાં ખોદી જોશો તો સઘળું મળશે.

આ ઉપરથી શહેનશાહ દરબારીઓને તથા કેટલાક માણસો લઇ તે જગ્યાપર. ગયો તેમની સાથે આપણા નજુમી પણ ગયા. પેલાં વડના ઝાડ આગળ ગયા પછી નજુમીએ ત્યાં ખોદવા નો હુકમ કીધો. તથા પોતે પોતાની સલામતી માટે ખુદાની બંદગી કરવા બેઠો. જે પરથી શહેનશાહ એમ સમજ્યો કે એ પોતાના નજુમના કલામો ભણે છે,

હવે પેલા માણસોએ હજીતો એક ફુટ ઊંડુ ખોદ્યું નહીં એટલામાં પેટીઓ દેખાવા લાગી.

સઘળી પેટીઓ બહાર કહાડી અને જોઈ તો તે સઘળી સલામત માલમ પડી જેપરથી શહેનશાહ ઘણોજ ખુશ થયો તથા દરબારમાં આવી તેને ઘણું માન આપ્યું, તથા તેને પોતાની દીકરી સાથ પરણાવ્યો તથા શહેનશાહને દીકરો નહોવાથી ગાદીનો વારસ પણ તેનેજ ઠરાવ્યો. આ બાજુ ચાંદબી બીચારી રખડતી રહી ગઇ. પોતાના ધણીના થોડા સુખમાં પોતાનું સુખ સમાયલું હતું જે જતું રહેવાથી તેણીને ઉપલી કહેવત યાદ આવી કે ' ઇનસાન ચાહેશું અને ખોદા કરે શું,"

હવે કાસમ જે પહેલાં મોચી હતો પછી તે નજુમી થયો અને હવે તે શહેનશાહ થયો. જ્યારે ચાંદબી જે બાદશાહી નજુમીની ઓરતની બરોબરી થવા ચાહતી હતી તે તદન રખડતી થઇ.

થોડાંક વરસની પછી શહેનશાહ ગુજરી ગયો. અને કાસમ ગાદીએ બેઠો. એના ગાદીપર બેસવા પછી એકવાર બાદશાહી ખજાનામાં ચોરી થઇ અને તેનો પનો મળી શક્યો નહીં. ત્યારે એનાં દરબારીઓ બોલ્યા કે સાહેબ આપજ ન

જુમી છો માટે આપ શીવાય એ ચોરીનો
પતો મળવો મુશ્કેલ છે. આના જવાબમાં કાસમે
પોતાપર વીતેલી તથા પોતે કરેલા ઢોંગ જાહેર
કીધા. જેથી સઘળા દરબારીઓ અજબ થ
ઈ ગયા.

સમાપ્ત.

# સપટ લોશન.



દરાજ કે દાદરની અકસીર દવા આ દવા સુગંધી પાણી છે જેથી કપડાં ખરાબ થતાં નથી ને લગાડવાથી તરત સુકાઇ જાય છે દાદર કે દરાજ ચળ, ભીંગડાં, કૃષ્ટ, ઉકઇ, અંગમાં ફાટફુટ પડે છે તે તથા જુનામાં જુનું પીત્ત, ખરજવું, સુકી ખુજલી આ દવાથી ફકત ત્રણ દહાડામાં ફાયદો થાય છે ફાયદો ન થાય તો પૈસા પાછા આપવામાં આવશે.

કીંમત શીશી એકના આના ચાર.

સપટ એન્ડ કંપની,

કાલબાદેવી બુધ્ધિવરધક સ્કુલની સામે–મુંબઇ.